# लक्ष्मी ने पार्वतीनो संवाद.

જુના ગ્રંથોના આધારે

રાગરાગણીમાં રચાવેલો.

તે સુધરાવી

પ્રસિદ્ધ કરનાર,

બુકસેલર

## महादेव रामचंद्र जागुष्टे.

પુસ્તકો વેચનાર ને પ્રસિદ્ધ કરનાર.

અમદાવાદ.



અમદાવાદ

"ગુજરાત ગેઝેટ" પ્રેસમાં છાપ્યો.

સને ૧૮૯૭. સંવત ૧૯૫૩.

કિમત બે આના.

૬૫૨૭

# લક્ષ્મી ને પાર્વતીનો સંવાદ.

દોહરો.

કરો કરૂણા કરીવર વદન, કરજ્યો વાણી વ્હાર;
હરીહર સમરૂં હેતથી, ઉતારો ભવપાર. ૧

ચોપાઇ.

સમરિ દુંદાળો દયામણા, ગુણ ગાવું લક્ષમી ઉમીયા તણા;
પ્રાતીક પ્રસે થાયે સાર, સમરે કરો સરવની વ્હાર. ૨

દોહરા.

આ લક્ષમી ઉમીયા તણી, લીલા સુખદ અપાર.
ગાત્તાંને સુણતાં ઉરે ઉપજે સુખ અંબાર. ૧
એક સમે વૈકુંઠમાં બેઠા વીશ્વાધાર,
ઉરમીમાંહે ઉપજ્યો એવામાં વિચાર, ૨
દીન વીત્યા જોતાં ઘણા, અકળાએ મુજ મન.
માટે આજે સંચરૂં, જુગને જોવા વન. ૩
એમ વિચારી ઉઠીયા, વીશ્વપતી વન જાય,
રમારસિકને જોઇને, પ્રેમે લાગી પાય, ૪

ત્રોટક.

સગણાર સજે જગ તાતજવે, પડિ પાય વદે વનિતાજતવે,
કશું કારણ કહો રસિયા હમને, કયમ રીસ ચડી ચિતમાં
તમને. ૧

વડિ વાત કહી નથી વેણ કહ્યું, મન મોહન કયેમ ઉદાશિયથું;
સણધારસજી શિદ ત્યારિ થયા, કહિ દયો કરૂણાધિ કરીજ દયા.

દોહરો.

ડીલગીર દેખી લક્ષમી, વદીયા જુગજીવન;
અબળા તું અકળાઇશમાં, રીસ નથી મુજ મન. ૧

દોહરો ત્રોટક.

વન વીહારને કારણે, વીચરૂં વામા વન;
આવીસ હું અબળા અહીં, જાશે થોડા દન. ૨

ત્રોટક લક્ષમી વચન.

વન વાત વિચારી તમે મનમાં સુણતાં અતિ મોદ મને મનમાં;
પણ શ્યામ કહું ચિતમાં ધરજો, અપરાધ પડેય ક્ષમા કરજો.૧
ભવ્ય ભોવનમાં નવ જાય રહ્યું; પ્રભુપાસ વિના કરજોડીકહુ;
બહુ દીન ન નાથ વને વસસો;કરૂણા કરિ આપ અહીંધસશો.

ચોપાઇ.

ધસશો વેલેરા અવીનાશ, ઉરે એટલી રાખું આશ;
પડી તપીશ હુ પ્રેમી પાસ; તમે તેટલો લે જો તપાસ.

દોહરા.

વેણ સુણી વામા તણાં; પળીયા પોતે શામ.
હવે અહીં શુ નીપજે, વરણે કાશીરામ. ૨

ત્રોટક.

વનવાસ વિષે જવ શામ ગયા; તવ મેહેલ મનોહર સુન્યરહ્યા;
નવ જાય ઘડી પણ એક રહ્યું,મન વ્યાકુળ સીદ્ધુ સુતાનું થયુ.૧
પતિપાસ વિનાનવજાયજમ્યુ, પતિપાસ વિના નવ જાયરમ્યું
પતિપાસવિના નવ વાતગમે; પતિપાસવિનાસતિકયેમજમે.
પતિપાસ વિના સણધાર સહી, વિકરાળમણીધર માનું અહીં.
પતિપાસવિના રમ્ય સેજ લહુ ;દ્રધદેખિ અરે અતિ આંગ દહુ.

પતિપાસવિના નવ તેલ રૂચે; પતિપાસવિનાજ ગુલાબખુચે.
પતિપાસવિના નવ ભાન રહે; પતિપાસ વિના તન તાપ દહે.

દોહરો.

એમ ઉદાશી લક્ષમી પતિ વિયોગે દુઃખ;
બેઠાં રત્ન શિંહાસને, અતિ ઉદાશી મુખ;

છપ્પો.

પતી નહીં જે પાસ, પ્રેમદા પળપળ રોતી;
પતી નહીં જે પાસ, વાન વામા તે ખોતી.
પતી નહી જે પાસ, પારકા મુખને જોતી;
પતી નહી જે પાસ, ખુવે તે મુખની જયોતી.
વળી પાસ પતી વીના સતી, સુમ સરીખી થાય છે;
પણ કાશીરામ તે નારીના, રડતાં દીન વહી જાયછે!૧

દોહરો.

કંથ ગયાથી કામની થઇ ઉદાશી મન.
તેથી જાવા ધારીયું. આપે ઇંદ્ર ભુવન. ૧

દોહરો. સખી વચન.

સખી કહે માતા સુણો, એક હમારી વાત,
હજી મળા અહીંયાં રહો; ન કરો આંસુ પાત. ૨

ત્રોટક.

સુણિ કાશિનિ વાણિ વદે લક્ષમી,
સખિ વાતજ તારિ મને ન ગમી. ૧
અલિ નાથ વિના નવ હુંય રહું.
સુખ દુઃખનિ વાતજ કયાંય કહું. ૨
પળ વીપળ કોટિ કલપ સમી.
સુણિ વાણિ સખી જઇ પાય નમી. ૩

સખી.

પાયે નમી સખી ઉચરે, માં ધરશો મારીસ.

પ્રેમેથી પધારીયે; કાંઇ વાતની મીશ.

છપ્પો.

રમા વદે સખી સાથ વાત તું સાંભળય મારી,
આજ રહ્યું નવ જાય; ગયા વનમાં ગીરધારી.
આજ કવણ ઘર જાવું, સખી કોણ જોડી મારી,
આજ ઇંદ્રિ ઘર જાવું; જહા ઇંદ્રાણી નારી.
વળી વાત ચીત્ત તેથી થશે; જોડી મારી તે સહી;
માટે સખી ત્યા સચરૂ, ઇંદ્રિ નારી બેઠી જહી. ૧

દોહરો

કહે લક્ષમી દાશીને ધરનાવાનું નીર
મળવું છે ઇંદ્રણીને શુચીકર શરીર.

છંદ

તવ દાશિયે નીરમળ નીરદિધું લક્ષમી ઉઠીને સ્નાનકીધુ
બીજી દાશિયે દાભડો લાવીદીધો લક્ષમીજીયેત્યાંસણધાર લીધેર
ચરણા પર ચુંદડી ચોળી ધરી; શીરસેથા માંસીદુર દીધપુરી
ફરપોચીમાં નંગ ઝગે ઝળકે; કાંઇ ઘુઘરી નાદબને ધનન;
તનમનિયું ને તુળસી તે જભરી; કંઠે કંઠીને હાંસડી હેમ ભરી
ફટી કંદોરો કીકણી કમરકસી; રહ્યું.નેણમાં કાજળ બહુરે હસી
બેવુ બાજરીયાની ત્યાં જોડ બણી; ગજરાપરગોમતી રાજેવણી
દશવેઢ છલાને અંગુઠી જડી; રહયાં બેવુકલા ફુલ ગાલે અડી
એમ સણધારસોળે ધરી સુંદરી જેમ ઉજવળ ગંગામાં વેણ,
બળી જેમગંગાનીવેચે જમુનાં મળી; એમલક્ષમી એતન
સોભા કરી ૫

દોહરો

સણ ધાર અંગે સોળે ધર્યા વળીદરપણ લેહાથ
મગ્ન થઇ ગઇ માનુંતી દેખીરૂપસુ જાત ૧
હુંનારી શ્રીકુસ્ણ ની, લક્ષમી મારૂં નામ

સૌસણ ધાર ધરીકરી, જાવુ શકૂને ધામ ૨
સારથી એ રથસજ કર્યો જોડયા બેતો ખાર
વાયુ વેગેસંચરે; જહાં ઈંદ્રની નાર ૩

દોહરો પેહેલો.

એમ વીચારી સંચરી, ઈંદ્રિ તણેજ અવાસ.
ખબર મળી ઈંદ્રાણી ને, આવે લક્ષ્મી પાસ. ૧.

ત્રોટક.

સતીઈંદ્રતણેજઅવાસ વળી, તવ ઈંદ્રનિ નારીની દાસીમળી;
પડિપાય વદે સતિ પાસસમે, કયમ ધામ તજીનિકળ્યાંજતમે.

દોહરો.

કોને ધામે પરવરો નથી સંગમાં કોઇ,
વાત કહો મમ આવડી હુ જીવું તમ જોઈ. ૧
સુણી વચન દાસી તણું લક્ષ્મી એ કહી પેર.
પ્રભુ પધાર્યા વન વીશે, જાવું ઈંદ્રિને ઘેર. ૨
સુણતાંમાં સખી સંચરી જહાં ઈંદ્રિની નાર,
સનમુખ જઈને આપીયા, સખીએ સમાચાર. ૩

ત્રોટક ભાષાખડી.

સખિ આ દિન મોદ બઢાવત હે, અપને ઘરકો લછ આવતહે.
કછુ મંગળ સાજ સમરતહે, કછુ આદર ભાવ મિલાવતહે. ૧
સુનિકે સચિ આપ તયાર ભઇ, સબસાહિતપુષ્પમિલાયરહી;
અપને ઘરકો લચ્છી આવતહે, કછુ આદર ભાવ બનાવતહે. ૨

દોહરો.

તકીયો સુખમસકો ધર્યો; બીછાનો બહુ ભાત,
કનક થાળ મોતી ભરી, પુષ્પ લીયે બાં જાત. ૩

છંદ.

ધર્યા પાન પાસ મે, બરાશ સુખ વાશમે;

સુપોહોપ ક્ષાબ બાસમે; ખડે રહે ઉલાશમે. ૧

દોહરો.

ઈંદ્રાણી સામાં ગયા, રમા પધારે જાંહી;
એવે લક્ષમી આવિયાં, મળીને ઝાલિ બાંહી. ૧
આવ્યાં ચાલી મેહેલમાં બેસાર્યાં આસન,
પાન સોપારી આપીને, રમા કર્યાં પરસન. ૨

છપ્પો.

રમા વિચારે મન, ઉર આનંદી થાશે;
વીધ વીધનું વરણન; ઉદાશી ઉરની જાસે.
મળી ઈંદ્રિની નાર્ય, સુખના સાગર રેલ્યા;
મળ્યો વાત વીસરામ, દુઃખના દહાડા ઠેલ્યા.
વળી સરખેસરખી જોડમાં, દીલ ખોલી વાતો થશે.
કાશીરામ હરી રાણી કહે, ઉદાશી ઉરની જશે. ૧

દોહરો.

બેઠાં વાત વીચારમાં બન્નો હરખ ન માય,
એવે ઇંદ્રરાયનો દરબારજ ભરાય. ૧

ત્રાટક વૃત.

કરવા ધડિ વાત સખી સહિરે, પટુતાજ ઘણી ગુણનીમહીરે;
સમયે શુભ ગાયન ત્યાંજ થયું. ચટ ઈંદ્રિની નારીનુંમનગયું.
નૃત ગાકનમાં ગુનતાન કરે, સુરનાં મન સાંભળી ત્યાંજ ઠરે.
તતતા તતતા થઈ થેઇ સહી; રૂમઝુંમ ઘણા સ્વર સાત મહી
પખવાજ તણી ધ્વની થાય જવે, સરપાવ દિયે સુરરાયતવે;
શુભ સારગિ તંબુર તાળરવે, કરણાટજ ખંજર કંઠ લવે.

દોહરો.

થેઈકાર થઇ ત્યાં રહ્યો, વાગે વીધ વીધ રાગ;
ઈંદ્રાણીનું મન ગયું, પેવું સભાને જાગ. ૧

ચતુર નારીએ ચીત લહ્યું, ઓર્યું નારીએ ચીત્ત.
વાતજ એક નહીં બને, વાતે હોય વીપરીત. ૨
એક ચીત્તમાં વાતનો ઉપજે હરખ અથાક;
બે ચીત્ત બગડે સહી, માટે તજું આ જાગ. ૩

છપ્પો.

ધિક જીવડા જહાં બેસવું; જહાં નહીં મનમાં હાવ,
ધિક જીવડા જહીં બેસવું, જહાં નહીં મનમાં ભાવ.
ધિક જીવડા જહાં બેસવું, પ્રેમ સહીત નહીં માન;
ધિક જીવડા જહાં બેસવું, નહી સ્નેહીનું ભાન.
વળી ધિક જીવડા જહાં બેસવું,જહાં સરેનહીકામરે;
તે ધિક જીવડા જહાં બેસવું જહાં એક ચીત્તબેઠામરે.

દોહરો.

ઉઠયાં રમા ઉતાવળાં, સમજી સચી તે દીશ;
ચીત ચોરાયું માહરૂં, ચઢી રમાને રીસ. ૧
ચાલ્યાં લક્ષમી ચોપથી, ઉર ઉદાશી ધારી;
આજ કોણ ઘેર જાતું, સખા કો જોડય હમારી. ૨
આજ બ્રહ્માના ધામ જહાં સાત્રીત્રી નરી;
વાતગોષ્ટ સવું થાય, સખી તે જોડય હમારી. ૩
બ્રહ્મા આગેને ઘટે પલક નહીં પરવાર;
કંથ ન તાગે કામથી નવરી કયાંથી નાર. ૪
આજ શીવ ઘેર જાવું, જહાં પારવતી નારી;
વાત ગોષ્ટ સહુ થાય, સખી તે જોડય હમારી. ૫

છંદ.

નહીં દોવણો વલોવણો ન ઘેનકું કહાડાવણો,
ન પુત્રકું હુલાવણો, ન કંથકું જગાવણો, ન રાંધણો;
નસેંધણો; ન પીસણો નધાસણો, હરી કરી એક ન દીયો બાંધ્યો.
શીવ દરબાર પાત્ર ભરી પાણી પીયે ખાએ કહલો ચાર. ૧

દોહરો.

એટલુ કામ ઉમીયા કરે, બીજું કસું નહી કામ;
ચાલો જીવડા ત્હાં જઇ, લઇએ વાતવીરામ. ૧
એમ વીચારી સંચરી; લક્ષમી ઉમીયા પાસ.
મારગમાં સામી મળી, શ્રી ઉમીયાનો દાસ. ૨

દોહરો.

લક્ષમીને દેખી નમી, દાસી પગ મોઝાર.
સાથ વીનાનાં સંચર્યાં, જાવું કોને દવાર. ૧

દોહરો.

હું એકલડી સચરૂં, મનમાં ધારી આસ;
મળવા પારવતી જહાં, પોચે મન ઉલાશ. ૧
સુણતાં સખી સંચરી જહાં બેઠા ઉમીયાય.
વધામણી અતી વ્હાલમાં કેવી વીનતા ખાય.

ચોપાઇ.

દાસી લાગી પ્રેમે પાય, બોલી વાત સુણો ઉમીયાય. ૧ ધ
આવે લક્ષમી આપણે દવાર, પુજાપો કરવો તેયાર.

દોહરો.

સુણતાં ઉમીયા ઉઠીયાં, હૈયે હરખ અપાર.
ધનધન ભાગ્ય આપણું, આવે લક્ષમી દવાર ૧

છંદ

તબ ઉઠકે અંગન ઝાડુ દીયો;
બહુ ભાત બીછાનો બીછાય લીયો. ૧
ઈકડાર્યો હે મૃગ ચર્મકો તકીયો.
તકીયાપર આસેન ત્યાર કીયો. ૨
ઈકપાનો ડીતુબીજે પાસ ધરી
ફુલ ફુલકી છાબ તઇયાર કરી. ૩

અબ દેખત રાહુ ખડી સુંદરી
લચ્છ કયોં નહીં આવે સતાબ કરી. ૪

દોહરો

આવત દેખી લક્ષમી નમીયાંછે ઉમિયાય,
દુરબળ જોગી જાણીને, કરી મને કરૂણાય. ૧

કવાવચન

પુછે ઉમીયા પ્રેમશું કુશળતાની પેર.
સાંભળતામાં લક્ષમી ઉરે ઉપજયું વેર. ૨
મર્મ ઘણો પુછવા ચીશે સતીયે જાણ્યું મન;
મળવા આવાં કારણે, સાંભળવાં વચન. ૩

છપ્પો.

કુશળ ગોપ ગોવાળ કુશળ ગોકુળ ગીરધારી;
કુશળ બ્રીજ કો સાથ, કુશળ હે બ્રીજ કીનારી.
કુશળ વાછરૂ ગાય; કુશળ હે જમુનાં માઈ.
કુસળ નંદકો ધામ; કુશળ બળ ભદરભાઈ
વળી કુશળ નંદ જસોમતી; કુશળ સકળ પરીવારહે.
ગવરી કહે સુણ લક્ષમી તેરો કુછળ કુવરીકુમારહે. ૧

દોહરો.

સુણતાં ઉરમાં ઉપજી; શ્રી લક્ષ્મીને જવાળ.
આદરમાન તે શું લહે; પથરની જે બાળ. ૧
તોપણ મનમાં સમજીને, બોલ્યાં લક્ષમી વાત.
હસ્તે મોહોઢે હેતથી ગોરી કેરી સાથ. ૨
લક્ષમી કહે ગવરી સુણો; ન કરો બેન બડાઇ
આપણ બન્યો એક છુ; તેછે બન્યો ભાઇ. ૩

પારવતી—દોહરો.

પારવતી તવ ઉચર્યાં, સુણીએ સીધુ સુતાય.
આપવીના રહ્યાં એકલા; હરીએ ચારી ગાય. ૧

છપ્પો.

જબ લગ ન્હોતી લચ્છ કાન ગોવાલ કહાયો;
જબ લગ ન્હોતી લચ્છ, माट મહીંયન ચોરાયો
જબ લગ ન્હોતી લચ્છ, કામરી કારી ઓરી;
જબ લગ ન્હોતી લચ્છ; ધેન ગોકુલ દીછોરી.
પણ આવી લચ્છ જબ અંગને, તબહીભયે ત્રીભુવનપતી
કહેગવરી સુન લછમી; સબ સતોયન મે તુબડી સતી. ૧
બડો લછકો માન લછ કો સબકો ચહાવે.
મુરખ પાવે માન જાહીઘર લચ્છ ભરાવે
નરપત તેડે પાસ, લક્ષ્મી જ્યાઘર આવે.
પંડિત ગાવે ખાસ, ગુનજબ લછ સોહાવે.
ગજબાજ નગારાં ગરજવે; ડાપન વધે ચૌગને
ગવરી કહે જસ સબ જગે, દીયો જાવો ને અંગને ૨

છપ્પો.

ડાપણના દરબાર પુરા પંડીતો કહાવે.
મહા મોટા ગુણવાન, જગતમાં નેહુ જણાવે.
હાકમ હોદાદાર, નગારાં જેહ બજાવે
સુરાના સરદાર; મહાજે જગ હઠાવે.
તેતો સવું પૃથવીને વીશે ધોરીધર કહેવાયછે.
પણ લક્ષમીવાનના આગળે; કરજોડી ગુણ ગાયછે ૩

દોહરો.

આસન આપીયું દરભનું; ઉપરછે મૃગસાલ.
બેસો પુરા પ્રેમથી ઉદધી કેરી બાલ. ૧
બેઠાં લક્ષમી આસને, આપ્યું તુંબી નીર.
પાન ફુલ ફળ આપીયાં શાંન્તી કીધ શરીર. ૨

છપ્પો દો

આસન બેઠે લચ્છ નજર દોદીશ ફીરાવે
એક કોઠી કોમાલ મઠીમે નજરે નાવે
શેલી શીંગી રણતુર; ઓર રૂંદ્રાક્ષકીમાલા.

પડે રર્પ કેહાડ; ઓર વાત્રંબર છાલા,
દાલત એદરબારજો; બાંધ્યો નંદીયો બારણે.
કહાવત કંથ બરાંબરીવો કોન કરમકે કારણે.
સારી મટ્ટિકો માલ જાય બજાર બેકાવે
કોડીન દેવે કોહુ ફીર ઘર પીછે આવે.
ભરે ભંગ કે માટ ઓર બરમ ન દેખાયે,
વો શંકર કો માલ લઇ મન દેખ લજાવે,
વોહે દોલત દરબારમે જયો બંધો બળત્રીયો બારણે.
કહાવત કંથ બરાબર સો કોન કરમકે કારણે. ૨

દોહરો.

મોસે કહ્યો જાવે નહીં દુ:ખ ઉમીયા કોં આવહી,
જેસે કુપકી છાંયસો, કુપ બીસે સમાયહી. ૧
લક્ષમી મન વીચારતાં, ઉમીયા બોલ્યાં મર્મ;
તેવા બોલ અને કહુ; શાંનો એમાં શર્મ. ૨

છપ્પો.

ભીખ માગન કીત ગયો, બેન ઠારો બલી દ્વારે;
પસુ ખેડન કીત ગયો, ધેન બીંદરાબન ચારે.
વીષ ભખન કીત ગયો; દેખ દાવા નળ ઠારે.
રૂઠ ધરન કીત, ગયો ગુંજકી માલ સમારે.
અલી શંખ બજાવન કહાં બનમે બન્સી બજાવહી.
મૃગ છાલ ઓઢ ન કહાં ગયો, ઉનરી ગોદ સમારહી.

લક્ષમી વચન.

દોહરો.

લક્ષમી કહે ગવરી તમે સાચી વાત મુજને કહો;
હું તુજને પુછુ સખી, જોગી પીઆરો કયાં ગયો.

ત્રોટક.

ગવરીજ કહે સુણરે લખમી, કહિવાતજ તે મુજને ન ગમી;
પુછતાં પડપુચ્છ ઘણીજ કરી, કહિ વાત નહી મુજનેજ ખરી.

છપ્પો.

પારવતી કહે છે ક્રોધમાં.

દધી લુટણુ કહા ગયો, મહીકો માટ ફોડાવન;
નાગ નથન કહાં ગયો, અંગે કાલો હોઈ આવન.
બલન છલન કહાં ગયો, રૂપ વામન ધરી લ્યાવન.
કામલવર કહાં ગયો. ઉતરી ગોદ સમાર,
અરે બંસધર કહે કહાં ગયો; ગેંદ ખેલાવન હે કહાં
ગવરી કહેરે લક્ષ્મી, રાસ ખેલાવન નાહી યહાં.

દોહરો.

ગવરી કહે લક્ષ્મી તમે સાચી વાત મુજને કહો.
હું તુજ પુછું હે સખી તુજ આહીર કોણવને રહો. ૧

છંદ.

લક્ષ્મીજ કહે સુણરે ગવરી તું તો જોગીની નાર્ય સદા નવરી
તુજજોગી પીયા નેમે જોગી કહો; એટલામાંતેક્રોધજશાનેલહો;

દોહરો.

જોગીને તે જોગી કહો, મેં આહીરને આહીર,
એમાં તે દુઃખ શું ધરો, એ બે એક શરીર. ૧
જોગી જંગલમાં વસે વનમાં વસે આહીર.
તેમાં દુઃખ શાને ધરો એ બે એક શરીર. ૨

છંદ.

તવ લક્ષમી કહે સુણરે ગવરી, તારી વાત ગમે ન મને લગારી
તેતો તાતના યજ્ઞનો ભંગ કર્યો, તેતો તાતનાશીરનોવદ્ધકર્યો,
અલી પથ્થર પેટ જનમધર્યો, તપ માંડીને હાથે શું જોગી વર્યો
તુજમાંહી વિવેક તે કયાંથી ઠર્યો; મળવા માહેવીવેક સર્વે ધર્યો.

દોહરો.

લક્ષ્મીની વાણી સુણી, ગવરી વદે વચન;
મહેણાં દીધાં મુજને, આપ વિચારો મન. ૧

ગવરી વચણ છંદ

ત્યારે ગૌવરી યહે સુણ લક્ષમી, તારી વાત લગારે મને ન ગમી;
તું તો લક્ષમી ઉદધીનીરે સુતા, તારે સાગરના સરખોજ પાતા.
તારે મચ્છને કચ્છ ઘણાજ ભાઇ, ધનંતર મન્તર બેન બડાઇ;
પ્યારી જાતક કૌસ્તુભ ચુડામણી, તારા પીયેર ભીડ કહુ જ ઘણી.
તારી રંભા તે એની તો નૃત્યકરે, કામદુધા તો ઘાસથી પેટભરે;
તારો ભાઇ તો ઇંદ્રને લેઇ ફરે, બાઇ તારી બરાબરી કોણકરે.

દોહરા.

તું પીયરની બહુ આંગળી, પીયર ઘણો પરીવાર;
કહે ગવરી સુણ લક્ષમી, હું કયાં બાંધુ તરવાર.

છંદ.

અલી રાયને છોડી તું રંકને જાવે અને રંક છોડીને રાયને આવે;
લક્ષમી તું ઘણા ચચળ કહાવે, તારી મારી બરાબરી કયેમ રહાવે.

લક્ષમી કહે છે,

લક્ષમી કહે ગવરી તમો, વસો મસાણે વાસ.
ભુત પ્રેત સંગી તમે; નગમે શ્રેષ્ટ સહવાસ. ૧
હમો વસુ વૈકુંઠમાં, જહાં દેવ સહે વાસ.
આવી ભોગે હુ અહી; ભુતડીયોની પાસ. ૨

દોહરો.

ગવરી કહે લખમી તમે, એમ ન કરો અહંકાર;
બરોબરી આપણ સખી; સુણ તે કહું વીસ્તાર. ૩

છંદ

અલી એક હરીનેરે એક હરા.
બેવુ બાંધવ જોડય એ બરોબરા
સખી તારેને મારે તો નારે બણી,
ત્યારે જુદા રહયા તારો મારો ધણી. ૧

એવું બાંધવે ભાગજ વેંચી લીધો;
તેમાં એકને ત્યાંજ ફુટાઈ કીધો;
તારા કંથને ગોકુળ ગામ દીધું,
મારા કંથે તો કાશી કબુલ કીધું. ૨
તારા કંથને વૈકુંઠ ધામ દીધું,
મારા કંથે તો કેલાસ પુર લીધું.
તારા કંથને વૃંદાવન દીધું,
મારા કંથ તો કદળીવન લીધું ૩
તારા કંથને મોતીનો હાર દીધો;
મારા શીવે તો સર્પનો હાર લીધો.
તારા કંથને શોર તીલક દીધું,
મારા કંથને મોર મુગટ દીધો, ૪
તારા શિવે તો ભસ્મ તીલક લિધું,
મારા સિવે જટાનો મુગટ કીધો,
તારા કંથ પિતઅંબર દીધું,
મારા શિવે તો મૃગચંબર લીધું,
તારા કંથને તાલમૃદંગ દિધાં.
મારા શીવે તો ડમ્મરૂ હાથ લીધાં.
તારા કંથને વાહન ગરૂડ દીધો.
મારા શાવેતો વાહન નંદી લીધો, ૬
તારા કંથને માસ વસંત દીધો;
મારા સ્વામીએ સ્રાવણ માસ લીધો;
અલી શાનો તે ભાગ એ કમી કીધો,
જેથી શ્રેષ્ઠ થઇ ઠબકોજ દીધો. ૭

દોહરો.

લક્ષમા કહે ગવરી જરા બેન વીચારી બોલ,

સ્રાવણ આવ્યો હે સખી, નહીં વસંત ને તોલ. ૧

છંદ.

વિનતા સુણ માસ વસંત સમે; જહાં ગોપીને ગોવીંદ રાસ રમે
પીચકારી ઉડે રસ કેસરકી, છબી જોર બની પરમેસરકી. ૧
રંગલાલ હીલાલ ગુલાલસે; વનીતા બ્રજલાલની હાસ હસે,
ડફલાલ મૃદંગની ધુમમચી, ગજ ગામની દામની નાસી લચી;૨

પારવતી— દોહરો.

કોકીલા ટોકા કરે; ગુંઠે ભમર ભ્રમંત.
ધન બ્રદાવન હે સખી; જહાં હરી રમેજ વસંત.૧
એહી વસંતની સાહેબી એહી વસંતનું મુલ;
હરખે હોળી ખેલીએ, પાછળ ઉડે ધુળ. ૨

છંદ.

વિનતા સુણસ્રાવણ માસ સમે;નભમાંહીથી વાદળ નીચાંનમે;
ઝરણું ઝરણં બહુ નીર ઝરે. સઉ ખાલી સરોવર નીર ભરે.૧
હળ નાંગળિને સઉ ખેતી કરે, ગવરી સઉ લીલુજ ઘાસ ચરે
પિઉ પિઉ બપૈયાજ નાદ કરે; ધરતો ઉર લીલાં બર ધરે. ૨
ઘેર ઘેર પુરાણ હરીજ કથા; સુણતા સઉ સકર્મીના જથા
ઘણઘણેજ દેવળ ઘંટ ઘણા,સખી સ્રાવણ માસમાંનહિં મણા.૩

દોહરો.

લક્ષ્મી કહે ગવરી સુણો, કહયો સ્રાવણ માસ;
શું કહેવુ કીરતારને, શંકરને દીધો કૈલાસ. ૧
લક્ષ્મી કહે ગવરી શુણો. તું લહીછે મારી સાથ.
વાસ તજાવું તાહરો, આવે વઈકુંઠ નાથ. ૨
ગૌરી—કૈલાસ મારા કરમનો કોણ તજાવ હાર.
ત્રણ લોક તારણ તરણ શીર શંકર ભરથાર. ૩
શીસ રૂદ્રીયા માંહે ધરી, આવ્યાં રમા અવાસ.

શું યહેવું કીરતારને, આપ્યો તે કઈ ત્રાશ. ૪
નારદ મન ભગવાનનું, લક્ષમી સમરણ કીધ.
ઉઠી આવ્યા ઉતાવળા દરસન વેગે દીધ, ૫

નારદાવાચ—નારદ કહે લક્ષમી સુણો એક હમારી વાત,
વાસત જાવું વૃજનો, કોણ લઠી તમ સાથ. ૧

લક્ષમી—લક્ષમી કહે નારદ સુણો એક હમારી વાત,
હું ગઇતી કૈલાશમાં એ જોગણ લઠી મુજ સાથ. ૨
નારદ કહે લક્ષમી સુણો, એજ હમારો ઠોર,
પારવતીને પરહરે શકર લાવે ઓર. ૩
ચાલ્યા નારદ ચોપથી, વીચાર લેઇ તમામ;
લઢાઇ કરાવુ કારમી નારદ મારૂં નામ. ૪

નારાચ.

ભરાઇ ખાંધજંત્રકોઃ બજાવેતા રતતંત્રકો.
જયાબૈયઠીમાત ગવરી, નારદ ચલેત્યાંહાફિરી ૧
ઉઠિ જયોમાત ધાયેક. કરીપુજા લધાયકે.
કહાંસે આવીયા અહ્યાં, સમાચરો કહ્યુકહાં ૨

દોહરો

અર્ઘ પાદ્ય પુજા કરી. અતી આદર અતી માન.
ગવરી કહે નારદસુણો ઘેરઆવ્યા ભગવાન. ૧
સમાચાર સ્વામી તણાઃ લાવ્યાછો રૂષીરાય.
સુણવાને મનમહારૂં, આતુરતાએ ભરાય. ૨

છંદ.

તત્રબોલિયા દેવ નારદરૂષી; તુંતો આદ શક્તીમાહી નીછે સતી
તને જોગ માયા જુગચાર કહે. તુજ પારપરમેશ્વર નારે લહે.૧
તુજ ઘેર ભંડાર કુંબેર તણા, તારે કોઇ તે વાતની નાહીંમણા
તારો પેલુતોપે ડુરકે ઓઠેનહીંઃતેતો આપનેકગેમગમેરે સહીં.૨

તેતોજંગલની મહીં વાસરહે; તારી ખબરતે કાંઈ નારે લહે. સંગે ભુતને પ્રેતજ સર્પઘણાઃ તારારૂપમાં તો બાઇ નહીં મણા. ૩

દુહો.

વચન રૂષીનાં સાંભળી, ગવરી બોલ્યાં બોલ,
સુબોલ્યા નારદ તમે; જોવામારો તોલ. ૧
જાવો નારદ કૃશ્ણગ્રહે; જહાં ભણુરી નાર.
અણ વાલી વાલીતહાં થાસે પળમો ઝાર ૨
ગવરીકહે નારદ તમે જુઠીવીદ્યા લઇ ફરો
કજીયા કરાવો નદનારીમાં બેઠાહોત્યાંથી બળો. ૩

છંદ.

એવો ગવરી મુખથી સ્રાપ સુણિ,
તવ ભાગિયા નારદ શીષધુણી.
હિડે મારગમાં અતિસ્વાશ ભર્યા,
લહી આવતે આદર ભાવ કર્યા ૧
ચાપી શીતળ નીરસમીર કરી,
સતી એ રૂષીસંગગીરા ઉચરી.
કયેમનારદ સ્વાસ સરીરે ભરી;
અહિં આવિયા આતુરના જભરી. ૨

દોહરો.

નારદ કહે લક્ષમી સુણો, હુંયગયો તમકાજ
નીદ્યાકીધી શીવતણી, મને સતીયે દીધો સ્રાપ. ૧
લક્ષમી કહે શંકરસુણો એક હમારી વાત.
શેનગયાકૈલાસમાં, જહાં તપલે ભોળો નાથ. ૨

છંદ

ઉઠીનારદ જાય છે શીવ ભણી;

ભોળો નાથ તપસ્યા કરેછે ઘણી
રૂષીનારદ આવિરહ્યાજહ્યાં તહ્યાં;
જઇ વાત વીચારે રહ્યાંજહ્યાં ૧

દોહરો.

રાચે દીલ રાચે નહીં; જુઠે જવાળા થાય
એક વચન એવું કહ્યું જે તરત કૈલાશે જાય. ૧

છંદ

જોગી શાને આતનમાં ધ્યાન ધરો;
જોગી શાને આતન્ને તપસ્યા કરો.
જોગી શાને આ સરપના હાર ધરો;
જોગી શાને આદેહમાં કષ્ટ ભરો. ૧
સતી પારવતી તો પીયર ગઇ;
શીવ કઇલાશમાંહીંતો કોઇ નહીં
શીવ નંદાઓ બરાડે ઘાસ વીના;
સુણતા શાંભજી તો તપ્યાજ ઘણા. ૨
એવી નારદે જ્યાં જુઠી વાત કહી,
ત્યારે શંકરને નવ શુધ રહી,
પટકી પટ સાદડી રીસ ગણી.
ભોળોનાથજી જાયછે દ્વારભણી. ૩
જેમ જેમ તે શંકર આગે તગે
તેમ તેમ તે અંગ અગંન ધગે.
નીજ દાશાએ શીવ સહ્યાજ વરે,
ઝટ વારે ખબર કહી તવરે. ૪

દોહરો.

ખબર આપી નીજ દાસાએ; ઉમીયાને જઇ આપ;
માત પધારે નાથજી; ઉરમાં કાંઇ ઉતાપ. ૫
ઉમીયા સમજ્યાં ઉર વાશે, શંકર મરમ તમામ.

તપ મુકી શીવ આવીયા, એ નારદનું કામ.
સાંત કરૂં સ્વામી સહી; એમ વિચાર્યું મન,
ઉમયા સામાં સંચરે, કરીને હશીત વદન.

છંદ.

ત્યારે સતીયે મોહનો રૂપ ધર્યું; સણુધારનું સાહીત ત્વાર કર્યું.
ચરણા ચુંદડી અને ચોળી ધરી. ફળ ફુલની છાબ તયાર કરી,
એક પાણીની તુંબડી નીરભરી; અગરબ ત્તીએ આરતી આગેધરે
શીવ ધામ તપાશી પ્રવેશ કરે,નંદીયો ઘણી લીલીજ ઘાસ ચરે.
જવ પારવતી પીયુ પીયુ કરે, તવ શંકર રીસ ઘણેરી ધરે;
પીયુ શોરે ગુનો અપરાધ કરો, અબળા પર આવડો રોષ કરો

દોહરો

શંકર વાણી બોલિયા, સુણો સતી આવાર;
કવણ કારણે વણ કહે, વશાં પીયર મોઝાર. ૧

છંદ

સુણી શીવની વાણી સતી ઉચરે;
કરજોડી કરી વીનતીજ કરે.
હું તો વાત ન જાણું પીયર તણી,
મુજ શીર તે શંકર સમો ધણી. ૧
દીનરેનહું ધ્યાન તમારૂં ધરૂં;
મુખ શાંભ સદા શીવજી ઉચરૂં,
એવાં જુગતીથી જવ વેણ કહયાં;
તવ શકરનાં મન ટહાઢાં થયાં; ૨
તવ બોલિયા દેવ કઇલાસ પતી,
કેમ વાત થઇ સતી તારી વતી;
સત્ય વાણી વદો તમે પારવતી,
તવ બોલિયાં શાંભની સાથ સતી. ૩

દોહરો.

પારવતી વાણી વદે સુણો સકળ ભરથાર.
કંઈ કારણ સર આવીયાં રમા આપણે દ્વાર. ૧
વાત વધિ વાતો થકી; રસના નવ રહી હાથ.
બોલતાં બોલીગયાં; શીવ હમે બે સાથ. ૨

છંદ

ત્રોટક.

સુણતાં શિવ પારવતી શું કહે;
ક્યમ વાદવિવાદથયો તું સહે.
ક્ષણવાર પધારીગયાં સુસતી;
નવ તેયસકજાથયું તુ વતી

દોહરો.

સહેજે આવ્યાં લક્ષમી, વાત વીસારગાં માર.
વાદ થયો શંકર સુણો; ભાગેમન ઉચાર ૧

છંદ

આપણે ઘેર સહેજઆવ્યાં લક્ષમી; તેણે વાત કહી તેમનેનગમી
જીવ એમણેકંથભીખારીકહ્યો; તમેપણકંથ ભીખારી કહ્યો.૧
એમ બોલતાં બોલતાં વેણ કહ્યાં ત્યારે રીસાઇને સતી ઘેર ગયાં
બીજું એવીન હુંનવ જાણું રતીસતવાતકહી તમ પાસપતાર

દોહરો

પશુપતી પાયપડીકહ્યું; સત્ય કહોને ગાથ
કહોમ્હોટા વૈકુંઠ પતી; કે મોટા ભોળો નાથ ૧

શીવ કહેછે (ત્રાટક)

સુણરે શિવજી કહે પારવતિ; પ્રભુનાસરખોત્રિભુવનથી
વનવાસ વશી સતી ધ્યાનધરૂં મુખવાણિવિશે પણતે ઉચરૂં
પળવીપળ સ્હાય સદાયચહું અતિઆશરવાદ હું એથી લહું
ભગવાન વિનાનવજાયરહું ભગવાન વિના અતિ દીલ દહું ૨

દોહરો

હું રહું હરીને આશરે; મને એનો વિશવાસ
તું અબળાશાને લહિ; લક્ષમિ આવ્યાં પાસ

છપ્પો

ધન ધન ભાયગતેહ; લક્ષમી જાંટહીં પધારે
દુધે ત્રુઠયા મેહે; લક્ષમી હેતવધારે
ધન ધન ભાયગતેહ; લક્ષમી વાનજ જેહ
ધન ધન ભાયગતેહ લક્ષમિ પતછે એહ
વળિધન ધન ભાયગ તેહનું જેઘર લક્ષમિ વાસછે
તુંશું સમજીનેલહિ; જોકંથજેનો અવિનાશછે ૧

દોહરો

શીવજી કહે સતિભાળો ધ્યાનધરૂં વનમાંહિ;
તે પણ તુંમન જાણજે લક્ષમિ પતિનું ત્યાંહી ૧
હુંછું એને આશરે એમારો આધર;
ત્રણ લોક તારણ તરણ લક્ષમિનો ભરથાર ૨
વનમાં જઇને તપ કરૂં, ધ્યાનજ એનું ધરૂં;
દિને રન દિસને વિશે હરિ હરિ ઉચરૂં. ૩
સાધન એ સંસારનું, મુકિત એને હાથ;
પારવતિ તમે સાંભળો મોહોટા વૈકુંઠનાથ ૪
ભરણ પોષણ ભગવાનછે, અન્ન જળ એને હાથ;
અણુઘટતું તે આચર્યું, જે લહિ લક્ષમિ સાથ ૫

છંદ ત્રટક

સતિને સમજાવિને શિવરહયા તવ સામળિયો નિજ ઘેર ગયા
નવ દિપકનું તહિં નામદિશે; ભગવાન ઘણાક ભરાયરીસે
નિજ દાશિસહુજકથેસણુથિ ગ્રહમાંહિં દિપકકેમનથિ
સુણતાં અતિઅણુંરક્ષસથઇ; હરિને સતિપાસજ તેડિગઇ. ૬

દોહરો.

બેઠા રત્ન શિહાસને શાગર નિતનયાય
જીરણ વસતર ધારિયાં; ક્ષુદિ વેણુસોહાય
હરિને અચરજ ઉપજયું વણબોલે વદ વાડ
શાને કારણ સામટી; રામાલેછે શડ
વધણાવા માંહિ તવે; રમાપડિછેરોઇ
હરિ કહે શિરિસછે કહેલઢયુંછે કોઇ

છંદ ત્રોટક.

સુણતાં હરિવાત વદે લખમી, પ્રભુના પદમાહિ તહાંપ્રણમી
મળવા પળવાર ગઇ પ્રભુરે; કઇલાસ વિશે સુણિયે વિભુરે. ૧
તવ પારવતીં અતિ ગર્વ ધરી કંઇ વક્રગિરા તમને ઉચરે.
તવ બોલત બોલત વાદ થયો; તવ તેણિય કંથ ભિખારી કહ્યો.
જવ તેણિય કંથભિખારિ કહ્યો, તવ મેં પણ કંથ ભિખારિકહ્યો
સત્ય વાત કહું સઘળી તમશું લહિ જો ગણનાથ સુણોહમશું.

દોહરો.

લક્ષમી કહે સુણીએ હરિ, એક હમારી ગાથ;
કહો મોહોટા વૈકુંઠપતીકે, મ્હોટા ભોળો નાથ. ૧
સુણતાંમાં હરી બોલિયા, સતી સાંભળો વાત;
અણ ઘટતું ગોરી કર્યું; કયેમ લઢયાં એ સાથ. ૨
વણ સમજે વાતો કરીને, કરી આઠયાં વેર;
પણ જો શંકર કોપશેતો રહીશું કોને ઘેર. ૩
તારણ એ ત્રીલોકનું દોરી એને હાથ;
સર્વેથી સતી સાંભળો મ્હોટા ભોળોનાથ. ૪

છંદ છપ્પો.

ત્રણ લોકમાં તત્વ નથી શીવ જેવું કોઇ,

ત્રણ લોકનું સત્વ રહે સઘું તેને જોઈ.
હતો કુંવારો હું ય, શરીર સામળ કહાવ્યો.
કંન્યા નવ દે કોઇ; દુઃખનો દરીયો આવ્યો.
પછી મેં શંકર પુજ્યા પ્રસન થયા પોતે સહી.
કરી કરૂણા પરણાવીયો તો તુજને લાવ્યો અહી;

દોહરો.

મ્હેરામણ પોતે મથ્યો રત્ન ચૌદ લીધ,
તત્ત તુજને હું વર્યો તે તો તેણે દીધ. ૧
ભંડારો કુબેરના તે તો તેણે લીધ.
એક કુંચીનો ઓરડો મને ઉઘાડી દીધ. ૨
હું છું એને આશરે, એરી ન નવ રહેવાય;
ચાલો ચાલો ચોપથી સીજને નમીએ પાય. ૩

છંદ.

લક્ષ્મિજીકહે સુણિએજ હરી; ઉમીયાનેતો હું નવનામુંજરિ;
કદી મુસ્તક માહરૂં છેદો તમે પણ જોગણને પગે નાહીં નમે.૧

દોહરો.

હરી કહે સુણિએ સતી, તમે ન નમશો ત્યાંય.
પણ નમવું મારે પડે, ત્યાં શીતમ શોભાય. ૧
એમ કહીને જાય છે, વિષ્ણુ લક્ષમી સાથ;
મારગમાં સામા મળ્યા, સીત શું ભોળોનાથ. ૨
શીવે દીઠા શ્રીહરી હરીએ હરતેવાર;
વાહનપરથી ઉતરી કીધા નમસ્કાર. ૩
શીવજી લક્ષમીને નમ્યા, હરી સતીને પાય,

રિસ તજી રીઝી ગયાં, બન્નો મળીયાં ત્યાંય. ૪
લક્ષમિ ઉમીયા એક છે, જોતાં અન્ય દેખાય,
જગત જનેતા જાણવી, હરીહર એક સદાય. ૫
હળી મળી વાતો કરી; ગયા સહુનીજ ધામ.
અખંડ આવિ રૂપ એ, ઉરે કરો વીરામ ૬
આય શીખેને સાંભળે, હરીહર ગુણનું ગાન,
કાશીપુરી ઉપર મળે, વાસ વળી ત્યાં રામ. ૭
મોહકમ થાયે સવું, ભણતી હરી ગુણ વાદ,
દીલડાની દુગધાટળે થાયે હરી શું નાદ. ૮
સવત ઓગણી ત્રેપને માઘ સુદ્ધ કહેવાય,
છઠે વારે સોમમાં, ગ્રંથ ગુજરાતી થાય. ૯
પુરણ પુરણ પ્રેમથી કીધો છે ધરીકોડ;
એકવાર સહુ બોલજો, જયજય શ્રી રણછોડ ૧૦
ગુરજર ગીરામાં કર્યો ઉરધરી અતીહામ.
પેથાપુર નીવાશીજે, કહાયે કાશીરામ. ૧૧
મુળ ગ્રંથ મ્હોકમ તણો હતો કરેલો એક,
ભાષા પુર્વીમાં હતો નહી ગુજરાતી તેહ ૧૨



# जाहेर खबर.

## वैद्यामृत.

આ નામનો અતિ ઉપયોગી પ્રખ્યાત વૈદ્યક ગ્રંથ પૂર્વે વૈદ્યકશાસ્ત્રમાં નિપુણ એવા એક પ્રશંસા પામેલા યથાર્થ અનુભવી મોરેશ્વર ભટ્ટ નામના વિદ્વાન્ વૈદ્યે સંસ્કૃતમાં રચેલો છે. તે ગ્રંથની મૂળસહિત શુદ્ધ ગુજરાતી ટીકા કરી છે. ને પ્રત્યેક કુટુંબી માણસને ખરીદવાની ભલામણ કરીએ છીએ આ પુસ્તકના અંદરના ઉપયોગી વિષય જોતાં એની કિંમત જુજ રાખી છે. રૂ. ૧—૬—૦ ટપાલ ખર્ચ. ૦—૦—૬

## સૂચના

આ સિવાય અમારા પુસ્તકાલયમાં મુંબઇમાં છાપેલા સંસ્કૃત, હિંદુસ્થાની, ગુજરાતી, મરેઠી, ઇંગ્રેજી, વૈદ્યકનાં, કાયદાઓ, જૈનધર્મનાં, વૈષ્ણવધર્મનાં, વેદાંતનાં, નાટકો, કીસ્સાઓ, વારતાઓ, તથા સરકારી ગુજરાતી તથા અંગ્રેજી નિશાળોમાં ચાલતી ચોપડીઓ તથા ડીક્સનેરીઓ, તરજુમાઓ, શ્રીજિ[illegible] તથા પહેલી ચોપડીથી તે સાતમી સુધીના અર્થ તથા ધોરણવાર નોટો, વંશાવળીઓ, ઇતિહાસના પ્રશ્નોત્તરો વિગેરે બીજી ઘણી જાતનાં પુસ્તકો, તથા ચોપડી[illegible] છાપીને સસ્તિ કિંમતે મળશે. વધારે માહિતી માટે અડધા આનાની [illegible] મોકલવાથી અમારા પુસ્તકાલયનું (સૂચીપત્ર) [illegible]માં આવશે.

સરનામું

**બુકસેલર મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.**

સંસ્કૃત અને ગુજરાતી બુકસેલર્સ ત્રણદરવાજે.

મુ૦ અમદાવાદ.

---